ૐ શ્રીપરમાત્મને નમઃ



# કર્મયોગ.



પ્રયોજક અને પ્રકાશક,
કેશવવિજય ધોળકીઆ.
અંજાર, કચ્છ.

# નિવેદન.



અભ્યાસી વર્ગને સરલતાથી બોધ થઇ શકે તેવા ખાસ ઉદ્દેશથી, કોઈ પણ રહસ્ય–રહી ન જાય તેટલા માટે પૂરતું લક્ષ્ય આપી–આ શ્રીમદ્ ભગવદ્ ગીતાનો ત્રીજો અધ્યાય " કર્મયોગ "–કાવ્યના રૂપમાં બહાર મૂકવા ઉમેદ રાખી છે.

વિષયની ખાસ પ્રસ્તાવના શું લખવી હોય ! માત્ર આ કૃતિ–સંબંધે–એટલી આશા–રાખી શકું કે વાંચક વર્ગ–આ અલ્પકાર્યની યોગ્ય કદર કરી મને–બીજા અધ્યાયો બહાર મૂકવા ઉત્તેજીત કરે.

આ અધ્યાય છપાવવા માટે ખાસ આગ્રહ મારા સ્નેહી શ્રીયુત મેઘજી દાનાભાઇનો છે; તેમણે છપામણીને લગતું ખર્ચ પણ આપવા કબૂલ કર્યું છે; તો તે ખાતર તેમની લાગણી માટે ધન્યવાદસહ આભાર માનું છું. આ કૃતિમાં કંઈ ક્ષતિ જોવામાં આવે તો તેની ક્ષમા આપી–સારગ્રાહી વર્ગ મને સૂચના આપશે તો ભવિષ્યમાં–બીજા અધ્યાયો માટે હું વિશેષ લક્ષ્ય આપી શકીશ. ઇત્યોમ.

" વિદ્યાર્થીભૂવન "
અંજાર કચ્છ.



લી. સેવક
કેશવવિજય ધોળકિયા.

# કર્મયોગ.



ગીતા તણો અધ્યાય ત્રીજો-કર્મયોગ કથેલ છે,
તરવું જગત્ નિષ્કામ કર્મે (આ) યોગ ધરતાં સહેલ છે.

.... .... .... .... .... .... .... .... .... .... ....

અર્જુન કહે છે હે જનાર્દન ! આપના મનને વિષે-
છે-કર્મ કરતાં બુદ્ધિયોગે શ્રેષ્ઠતા નરની દીસે;
તો કૃષ્ણજી ! આ યુદ્ધનાં ભારે ભયંકર કર્મમાં
શા માટ પ્રેરો છો મને-વિપરીત આવા ધર્મમાં ?
મિશ્રિત વચનો આપનાં-થી-બુદ્ધિ મોહિત થાય છે
માટે કહો નિશ્ચય કરી-મમ શ્રેય કેમ સધાય તે.
ભગવન્ત કહે નિષ્પાપ હે ! આ લોક ઉભય પ્રકાર તે.
છે, જ્ઞાનનિષ્ઠા, કર્મનિષ્ઠા, પ્રથમ મમ ઉદ્ગાર છે;
જ્ઞાનાધિકારી સાંખ્યવાળા, જ્ઞાનયોગી થાય છે,
કર્માધિકારી, કર્મયોગે, કર્મયોગી ગણાય છે;
એ ઉભયની નિષ્ઠા જગત્માં-ઉભય રીત સધાય છે,
આ બે પ્રકારે સ્થિત રહીને કુશળ યોગ સધાય છે.
વર્ણાશ્રમોચિત કર્મ કરવાં જ્ઞાનની નિષ્ઠા વડે,
નિષ્કામ કર્મારંભ વિણ-નૈષ્કર્મ્ય સુખતો ના મળે;
ચિતશુદ્ધિ વિણ-ભગવદ્દારાધનરૂપ-કર્મો ત્યાગીને,
ના સિદ્ધિ મળતી નામના સન્યાસી કે વૈરાગીને;

ક્ષણ એક પણ વિણ કર્મ-જગમાં-રહી શકે ના કો કદા
સત્વાદિ ગુણ પ્રકૃતિજનક-એ કર્મમાં પ્રેરે સદા.
સંભારતો શબ્દાદિ વિષયો-કર્મ ઇન્દ્રિય વશ કરે,
અજ્ઞાની, ઢોંગી, મૂઢ-મિથ્યાચારી-શું સિદ્ધિ ધરે.
જ્ઞાનેન્દ્રિયો મનની કરી વશ-ત્યાગ ફળ-ઇચ્છા કરે,
નિષ્કામ કર્મો આદરી, નર શ્રેષ્ઠ સિદ્ધિને ધરે;
માટે નિરન્તર-નિત્યનૈમિત્તિક-કર્મોને કરી,
અર્જુન ! થા તું કર્મયોગી, ધર્મ ઉત્તમને ધરી;
કેવળ ન કરતા કર્મ કરતાં શ્રેષ્ઠ જે કર્મો કરે,
કર્માચરણ વિણ જગતમાં નિર્વાહનું પણ ના મળે;
જગ, યજ્ઞ વિણ કર્મો કરે-બન્ધન ધરે, એ ખ્યાલ કર,
પ્રભુ પ્રીતિ અર્થે ફળેચ્છા વિણ-ઉઠ ! તું તુજ કર્મ કર.
પૂર્વે સૃજન કાળે, પ્રજા, યજ્ઞાધિકારીને કરી,
પ્રીતે પ્રજાપતિએ કહ્યું-" આ યજ્ઞકર્મો આદરી-
વૃદ્ધિ સદા પામો "-તમારી યજ્ઞ ઉત્તમ સ્હાય છે "
ઇચ્છિત ભોગો અર્પતી તમ 'કામધેનુ' ગણાય એ "
સંતોષજો સૌ દેવને દેવો સદા સંતોષશે-(તમને)
યજ્ઞો, તમારા ઉભયના-સૌ ઉચ્ચ ભાવો પોષશે.
દેવો થશે જો તૃપ્ત યજ્ઞે, પૂરશે મન વાંચ્છના
ભોગો નહિં કો ભોગ, દાતા દેવને અર્પ્યા વિના
જે યજ્ઞથી બાકી રહેલા, ભોગને ભોગે સદા,
સત્પુરૂષ તેવા-કર્મબંધન, પાર્થ ! પામે ના કદા;

જે અન્ન પોતા માટ રાંધી ભોગવે છે, સર્વદા,
કહે છે પ્રજાપતિ, પાપી, પાપો ભોગવે છે તે સદા;
ઉત્પન્ન થાએ પ્રાણીઓ સૌ, અન્નથી જગમાં ખરે,
એ અન્નની ઉત્પત્તિ–જળવૃષ્ટિ–સદા જગમાં કરે;
એ વૃષ્ટિ થાએ "યજ્ઞથી" એ યજ્ઞ "કર્મે" થાય છે,
અર્જુન! આવી રીત જગમાં કર્મ મુખ્ય ગણાય છે.
એ કર્મ સૌ ઉત્પન્ન થાયે–"વેદથી" તુ જાણજે–
એ "વેદ અક્ષર બ્રહ્મથી"–પરમાત્મતત્વ–પ્રમાણજે;
સર્વત્ર વ્યાપી બ્રહ્મ–અવિનાશીજ–તેમાં સ્થિત છે,
આ જીવ–શરીર સહિત નિત્યે યજ્ઞમાં પ્રતિષ્ઠિત છે;
અહિં બ્રહ્મ નામે પ્રકૃતિ–એ પ્રકૃતિ રૂપ શરીર છે,
એ શરીર કર્મોને કરે, એ શરીર ધારી "જીવ છે;"
આ ચક્ર, આ રીતે, પ્રવર્ત્યું છે, પ્રભુ ઇચ્છા થકી,
તે ચક્રને ના અનુસરે-તે વ્યર્થ જીવે છે નક્કી;
જો કર્મ–કે–જ્ઞાનાધિકારી, યજ્ઞ આદિ ના કરે,
તે પાપથી ઇન્દ્રિય પોષી–વ્યર્થ જીવનને ધરે;
અધિકારી, આત્મસ્વરૂપમાં, આનંદ તૃપ્તિ ધારશે,
કર્તવ્ય તેને કંઈ નથી (જેને) સંતોષ આત્માથી થશે;
તેને પ્રયોજન કંઈ નથી, કરવાં ન કરવાં કર્મને,
સંબંધ કે સ્વારથ થકી–ના પાળતો કો ધર્મને;
મેરૂથી તૃણ પર્યંત નિસ્પૃહ જ્ઞાની આ સંસારમાં,
બંધન નહિ જગમાંહીં બ્રહ્માર્પણ સુકર્મ પ્રકારમાં.

માટે તું અર્જુન કર્મ કર, ઇચ્છા તજીને ફળ તણી
ક્ષત્રિય ધર્મ બજાવ-દ્રષ્ટિ-રાખ ના માયા ભણી !

તજી ફળાકાંક્ષા-વીર જે, કર્તવ્ય કર્મ વિચારશે,
પ્રાપ્તિ પરમ પદની, બજાવી ધર્મને-તે ધારશે;

જનકાદિ મહાત્મા સિદ્ધિ પામ્યા-એજ કર્મોને કરી,
ત્યમ લોક સંગ્રહ કાજ પણ-તુ કર્મ કર હિમ્મત ધરી.

જે શ્રેષ્ઠ પુરૂષો આદરે, તે અન્ય પુરૂષો પણ કરે,
સૌ શ્રેષ્ઠ પુરૂષોનીજ રીતો લોક પણ સૌ અનુસરે;
હે પાર્થ ! આ સંસારમાં, કર્તવ્ય મારે કંઈ નથી;
તો પણ પ્રવર્તુ કર્મમાં-અભિલાષ મુજને કંઈ નથી;
આળસ તજીને માત્ર નિત્યે-વર્તુ છું મમ કર્મમાં,
વર્તું નહિ જો તેમ-(તો) લોકો ન રહેશે ધર્મમાં;
હું કર્મમાં વર્તુ નહિં-મુજ માર્ગમાં સૌ જન જશે,
હું કર્મ જો ના આદરૂં-તો ભ્રષ્ટ આ ત્રિભુવન થશે;
વિણુ કર્મ કર્તા વર્ણસંકરનો જગે કહેવાઉં હું,
વળી પ્રજા કેરો-નાશ કરનારો-સદાનો થાઉં હું;
આસક્ત થઈને કર્મ ફળમાં, કર્મ અજ્ઞાની કરે,
આસક્તિ તજીને કર્મ કરવાં જ્ઞાનીનો એ ધર્મ છે;
વિદ્વદ્‌જનોએ-માત્ર લોકાચારની બુદ્ધિ ધરી,
કરવાં સદા નિષ્કામ કર્મો વેદની આજ્ઞા ખરી;
સૌ કર્મમાં આસક્તિ વાળા-અજ્ઞજન કર્મો કરે,
વિદ્વાન્ તેની બુદ્ધિમાં-કદી ભેદ ભરશે નહિં ખરે;

પણ-યુક્તિથી, તે અજ્ઞ પાસે-પ્રીતે કર્મ કરાવશે,
તે અજ્ઞજન પણ સરલ રીતે કર્મ કરતાં થાવશે;
આ ત્રિગુણમયી માયા તણાં ગુણ કર્મ સઘળાં આદરે,
અહંકારી આત્મા-“ હું કરું છું ” એમ માનીને ફરે;
સમજી વિભાગો કર્મના-સહુ તત્વ જ્ઞાની જાણતા,
સૌ ગુણ પ્રવર્તે ગુણ મહીં-એ વાત જ્ઞાની માનતા;
હે મહાબાહો ! સમજજે, આસક્તિ છોડી કર્મમાં,-
સહુ કર્મ કરતા યોગીઓ-અજ્ઞાની રહે છે ભર્મમાં;
પ્રકૃતિ તણા ગુણ કર્મથી-જે મૂઢ સત્ય ન જાણતા,
આસક્ત સત્વાદિગુણે-થઈ-ફળેચ્છામાં માણતા;
એ મંદબુદ્ધિ લોકને-સર્વજ્ઞ પુરૂષે, ધર્મથી,
ના રોકવા, કોદી-ચળાવી, સરળ એનાં કર્મથી;
સૌ કર્મ અર્પી મુજ વિષે આત્મા મહીં ચિત્ત અચળ કર!
આશા અને મમતા વિના, સંતાપ તજીને યુદ્ધ કર!
જે, દોષ દૃષ્ટિ ત્યાગીને, શ્રદ્ધા ધરી મારા વિષે,-
સિધાન્ત મમ-ધારે,-ફસે નહિં કર્મના બંધન વિષે;
પણ દોષ દૃષ્ટિ રાખીને-મમ મત નહિં સ્વીકારશે,
સૌ જ્ઞાનમાંહીં વિવેકહીણ, પંડિત તેને ધારશે;
જ્ઞાની પુરૂષ પણ પ્રકૃતિસદૃશ સ્વભાવથી ચેષ્ટા કરે,
પ્રાચીન એવી વાસનામય પ્રાણી-નિગ્રહ શું ધરે !
ઇન્દ્રિય ઇન્દ્રિય અર્થમાં પોતે પ્રવર્તિને રહે,
એ રાગ-દ્વેષ પ્રકાર છે, તું ઇન્દ્રિયાધીન નવ રહે;

નરને કરી વશ, ઇન્દ્રિયો, અરિ સમ કરે પરિણામને,
એ શત્રુ સમ, મન ઇન્દ્રિયોને,–જીત–ધારી હામને;
નિજ ધર્મ છે મૂકનો–જગમાં ભલું કરનાર તે,
પરધર્મ ભયપ્રદ જાણીને, નિજ, ક્ષાત્ર ધર્મ વિચારને!
નિજ ધર્મમાં મરવું ભલું, એ હૃદયમાં ઉતારજે,
નિજ ધર્મ તજી પરધર્મ તું સ્વપ્ને નહિં સ્વીકારજે;

.... .... .... .... .... .... .... .... .... ....

અર્જુન પુછે છે, હે પ્રભો! સમજ્યો હું સૌ આ ધર્મને
પણ પ્રશ્ન પુછું આટલો, મુજ ભાંગજો સહુ ભર્મને.–

.... .... .... .... .... .... .... .... .... ....

ઇચ્છા વિના પુરૂષો, પરાણે પાપ આચરણો કરે,
કદી કાર્ય થાય બળાત્કારે–પ્રેરણા કોની ખરે?

.... .... .... .... .... .... .... .... .... ....

ભગવાન કહે, સૌ પુરૂષને વિષયો મહીં લઇ જાય છે,
એ "દુષ્ટ કામ"! રજોગુણી, મહાપાપી એજ ગણાય છે,
અત્યન્ત વિષયો સેવીને પણ તૃપ્ત કોદિ ન થાય તે,
મહાભક્ષ કરનારો, અધમ, તે (કામ) ક્રોધરૂપ જણાય છે;
તે વૈરી મુક્તિ માર્ગનો–એ "કામ"થી ભૂલે નરો,
માટે તું અર્જુન જાણ, સૌમાં "કામ" મૂળ મહીં ખરો;
જ્યમ અગ્નિ આચ્છાદિત થઇને ધુમ્રથી ઢંકાય છે,
ને મેલથી દર્પણ તણો પટ, મલિન જેમ જણાય છે,
ચારે તરફથી ચર્મ ઓરે, ગર્ભ જ્યમ ઢંકાય છે,

ત્યમ ગુપ્ત વિષયો વાસનાથી આત્મજ્ઞાન છુપાય છે.

જ્ઞાની તણો જે નિત્યનો, વૈરી, વિરોધી "કામ" છે,
એ જ્ઞાનને ઢાંકે સદા ! કૌન્તેય ! તે બળવાન છે;

ઈન્દ્રિય મન બુદ્ધિ બધાં, એ કામનાં અધિષ્ઠાન છે;
તે ઇન્દ્રિયો વ્યાપારથી, ઢાંકી સદા દે જ્ઞાનને.

મોહિત થાતો જીવ અજ્ઞાની, પ્રબળ છે કામ જ્યાં,
ઈન્દ્રિયવશ રહી જ્ઞાની પણ, ભૂલી ધરે વિશ્રામ ત્યાં;

હે ભરતકુળમાં શ્રેષ્ઠ અર્જુન ! જીત એવા કામને,
ઈન્દ્રિય-મન-બુદ્ધિ-કરી વશ, રાખી હૈયે હામને;

એ જ્ઞાનને વિજ્ઞાનનો હણનાર પાપી ધારજે,
રહી નિયમમાં અર્જુન ! શત્રુ કામને સંહારજે;

છે ઇન્દ્રિયો પર દેહથી મન, ઇન્દ્રિયોથી પર ખરે,
મનથી સમજ પર બુદ્ધિને-પર બુદ્ધિથી-"તે[૧]" છે ખરે.

અર્જુન આજ પ્રકારથી બુદ્ધિથી પર જાણ—
આત્મા, મનથી ઓળખી તેનું ધાર પ્રમાણ.

દુઃખકર દુર્જય કામની રીત સૌ વિપરીત,
નિશ્ચલ મન બલને ધરી " કામ શત્રુને જીત. "

---

૧ આત્મા.